# દીવાળી.



લેખક,

**નગીનદાસ મંછારામ,**

"નટવર" વિગેરે વિગેરેના કર્ત્તા.



**પ્રકાશક,**

**ત્રીભોવનદાસ દામોદરદાસ બુકસેલર,**

ઠેકાણું-લલ્લુભાઇનો ચકલો-**ભરૂચ.**



**ભરૂચ**

**શ્રી જ્ઞાનોદય પ્રિન્ટિંગ પ્રેસમાં,** ઇચ્છાલાલ અમૃતલાલ મામલતદારનાએ નવા દહેરા પાસે નં. ૫૦૫ વાળા મકાનમાં છાપ્યું.



સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.



**કીમ્મત બે આના.**

આ

પુસ્તક,

દીવાળીના દરેક દીપકને

અર્પણ

કર્યું

છે.

# દીવાળી.



## પ્રભુ પ્રાર્થના.

+++++++

પદ.

વન્દું વારમવાર, કૃપાળુ વન્દું વારમવાર;
કરુણાળુ કીર્ત્તાર, પ્રભુજી વન્દું વારમવાર. ટેક.
દીર્ઘ દૃષ્ટિના દીન દયાળુ;
દિવ્ય સ્વરૂપ દાતાર. પ્રભુજી૦ ૧
શુદ્ધ મતિ સહ સદ્ગતિ આપો;
કાપો કષ્ટ અપાર. પ્રભુજી૦ ૨
સત્યના સાહ્યક દાયક દેવા;
નિર્મળ છો નિર્ધાર. પ્રભુજી૦ ૩
ગુણી ગોવિંદ ગિરધારી ગણાઓ;
સૃષ્ટીના સૃજનાર. પ્રભુજી૦ ૪

———*———







# નવીન વર્ષ.



## સર્વનો જયજયકાર થાઓ !!!

### ગઝલ.

નવીન સંવત્ સહુ જનમાં, વિજયવિજયવધોજયકાર;
પ્રજા રાજા સુખી હોજો, નવિન વર્ષે સુખી શુભ સાર.
સજનમાં સંપ ને સંપત્ત, ધરા પર ધાન ધર્મે જય;
દુરિજન દુષ્ટ ને પાપી, કુભાન્ડીનો થજો રે લય.
કંઇ કંઇ કષ્ટ થાજો નષ્ટ, સદા આનંદમાં રહેજો;
ભલી નિષ્ટા ધરી ધીરા, સરસ શક્તિ સુખે સહેજો.
પતિ પત્નિ પિતા પુત્રો, અને કુટુંબનાં જનમાં;
દયાળુ ઇશ તું દેજે, કુષળતા ક્ષેમ સૌ તનમાં.
રુડી રિદ્ધિ અને સિદ્ધિ, સકળનું શ્રેય તો થાજો;
જનો પર જગ્ત કર્ત્તાની, પુરી જે રહેમ તે ગાજો.

—*—

# વાઘ બારસ.



## હરિગીત છંદ.

છે વાઘ બારસ આજની, શુભ સાજની શોભી રહી,
દીપે દીવાળી આજથી, વળી ગાજતી સખિયો સહી;
પ્રારંભ દીપોત્સવ તણો, ગણો પર્વ પૂરી પ્રીતનો,
ઉજવો ઉદયની આશમાં, પ્રકાશમાં શૂભ રીતનો. ૧
છે નામ મ્હોટું કામ મ્હોટું, વ્યાઘ્રનું વીર ધામ છે,
ત્હેવારમાં દીપાવળી, વાહ! વાઘ બારસ નામ છે;
શોભા ભલી હળીને મળી, ચળકાટમાં ચરચાય છે,
દીપાવળી શરૂ થાય છે, જગમાંહ્ય જન હરખાય છે. ૨
સૌભાગ્યવંતી સુન્દરી, શૃંગાર સજતી હર્ષમાં,
છે પર્વ પ્રિયા પ્રાણનો, સૂજાણમાં શુભ વર્ષમાં;
ઘારી અને ઘુઘરા પુરી, મઠીયાં કચોરીઓ જમો,
કંસાર ખાતાં સાર લો, કંસાર સમ સૌમાં ગમો. ૩
કુટુંબ માંહી સંપ સજવો, જંપમાં જય જય કરો,
કુસંપને વિસારવો, એ ઐક્યને લક્ષે ધરો;
જો ઐક્યથી ઉત્સવ કરો, તો અંત આનન્દી થશે,
સુખરૂપ દીવાળી દિસે, જો સંપ સર્વેમાં હશે. ૪

# ધન તેરસ.



## રોલાવૃત્ત.

ધન્ય ઘડી શ્રી ધન્ય, ધન્ય ધન તેરસ જાણો;
લક્ષ્મિ પૂજન કરો, શ્રેષ્ટતા જેમાં માનો. ૧
પૈસો છે પરમેશ, એમ જન જાણે જગમાં;
તેનું કારણ ખરૂં, અર્થ છે ગુહ્યજ રગમાં. ૨
ભાવ થકી ભગવાન, ભજે જે ઇશ્વર પ્રીતે;
સાહ્ય થાય કીર્ત્તાર, સાર સમજો સૌ રીતે. ૩
જો ભગવતની સાહ્ય, થાય જે જનપર ભારી;
તરે સરે સૂમાર્ગ, થાય પૈસાની યારી. ૪
તન મન ધન સંપન્ન, ભક્તને ભગવત આપે;
ત્રિવિધિના જે તાપ, પ્રભુજી સેહેજે કાપે. ૫
તે માટે કરો આજ, લક્ષ્મિનું પૂજન સરવે;
દર્શન દેશે ઇષ્ટ, એક ચિત્ત ધ્યાનજ ધરવે. ૬
નમો નારાયણ દેવ, પાર્વતી ગણપતિ સાથે;
નમો હરિ હનુમંત, નમો જોડી બે હાથે. ૭
પ્રેમે પૂજો પર્વ, સર્વ સંપન્ને સાંધો;
હૃદય હોય નિર્મળ, પછી શું રહેશે વાંધો ? ૮

---*---

# કાળી ચૌદશ.



### ગઝલ.

અરે ફૂકાળને હું આજ, નવ્હાડિને કરૂં સુખ સાજ;
સફા સાબૂ લગાડીને, સજાવું સ્વચ્છતાનું રાજ.
મલેચ્છી મેલ ધોવાને, કરી કાળી ચઉદસ ખાસ;
દિવાળીને દિપાવાને, ધુઓ સૌ મેલ લઇ હુલ્લાસ.
કુડો જે કાળ તેને બાળ, સુગંધી તેલ ચરચો અંગ;
કરો પવિત્રતા ઘરમાં, પુરો શુભ સાથિયામાં રંગ.
હજામોને વળી લાવો, હજામત પણ બનાવો આજ;
હજામત જો વધી જાશે, ખરે મન માંહ્ય લાગે લાજ.
વિલાતી અસ્તરો લેવો, નહીં દેશી ગમે તેવો;
સફાથી કેશ કતરાવો, કરો ભપ્કો કુંવર જેવો.
મુછોના આમળા મ્હોટા, ચઢાવો ફાંકડા બનવા;
ગુમાનિને ખરે જોઇએ, ખરાં ખોખાં ખરે ગણવા.
વડાં ખાવાં ક્ષુધા હણવા, વડાંનું મહાત્મ છે આજે;
પુરી શૂરી વળી સંગે, ગગન હોટકારથી ગાજે.
સજો વસ્ત્રો સૂશોભીતાં, તજો દુર્ગંધનાં દેદાર;
ભલો ભપકો કરી ચાલો, દિવાળીબાઇ છે દેનાર !

——*——

# દીવાળી.

(રાગ મહિયારીનો.)

આજે આવી રે, દીવાળી લટકાળી,
જૂઓ ચતૂરી ને ચટકાળી;
રૂડા તીથિ રે, મંગળમય મરમાળી,
સહુ પર્વમાં શ્રેષ્ઠ દીવાળી. ટેક.
પતિ પત્નિ ઘરોઘર આજેરે,
સજી વસ્ત્રાલંકાર છાજે રે,
ગૃહે આનંદ મંગળ ગાજે રે,
શુભ સજવું રે, અશુભ હોય તે ટાળી. સહુ૦ ૧
કોઇ પહેરો મોજાં ને બૂટ રે!,
સજો સુંદર રેશમી સૂટ રે!,
બની નવલખાના પૂત રે!,
ગળે નેકટાઇ રે, નાખો નવીન નિરાળી. સહુ૦ ૨
કંઠે કૉલર હોયે જ્યારે રે!,
બનો બડા બડેખાં ત્યારે રે!,
ભાર બોજ વધે તે વારે રે!,
ભલે હોયે રે, ધોબી હજામ કે માળી!. સહુ૦ ૩
નાજુક લાકડી લેવી હાથે રે!,
વળી રૂમાલ રાખવો સાથે રે!,
ટોપી ટટાર મૂકવી માથે રે!,
આંખે ચસ્મા રે, શોભા તેજ સૂંવાળી!. સહુ૦ ૪
સેન્ટ સુંદર કેશમાં નાંખોરે!,

સેંતો કેશનો સ્ત્રી સમ રાખોરે!,
બંને બાજૂ કેશની પાંખો રે!,
બની બંકા રે, નિકળો મુંછ પંપાળી!. સહુ૦ ૫
આવી હવે મિસિસના વારીરે!,
હોયે સૌભાગ્યવંતી નારી રે!,
સજે સુંદર સાડી સારી રે!,
અંગે પોલકું રે, ફૅશન છે ફાંફાંળી!. સહુ૦ ૬
મોજા બૂટ મિસિસને જોઇએરે!,
નહીં હોયે રૂમાલ તો રોઇએરે!,
ધરવા આંખે ચસ્મા કોઇએરે!,
કેશનાં ગુચ્છાં રે, લાગે તેથી રૂપાળી!. સહુ૦ ૭
હાથે છાલકી છત્રી લેવી રે!,
બંગડી એકેક વાળના જેવીરે!,
ખામી વીંટીની પણ કહેવી રે!,
કરવો લટકો રે, હોયે ગોરી કે કાળી!. સહુ૦ ૮
રસ્તે ચાલ ચટકતી ચાલે રે!,
લટકો મટકો કરતી મ્હાલે રે!,
વળી પાઉડર ગુલાબી ગાલેરે!,
કોઇ અંજાણરે, કહે આ વેશિયા ચાલી!. સહુ૦ ૯
હરી ફરીને ઘરમાં આવે રે!,
પતિ ઉપર રૉફ બજાવે રે!,
ઢોર ધણીને ગણી ધધરાવેરે!,
એ તો દીવાળી, હોળી ફૅશનની ફાલી!. સહુ૦ ૧૦

———※———

# દીવાળીમાં.

## પતિ-પત્નિનો પ્રેમ પ્રકાશ !



( ગઝલ. )

પત્નિ—પતી પ્યારા પુરા મારા,
દિવાળી દીન આવ્યો છે;
પિયૂજી દીન દાસીને,
ભલો તમ ભાવ ભાવ્યો છે.
પતિ—અહા ! વ્હાલિ તું લટકાળી,
ગુણી જ્ઞાની ગણાઇ છે;
ભલી ભાવી પતી ભક્તિ,
પતીવૃત્તા ભણાઇ છે.
પત્નિ—પ્રિયૂજી પ્રેમનો પ્યાલો,
પિઓ ને પાવ તે વ્હાલો;
દિવાળી દીન દીપ્યો છે,
ચમનના બાગમાં ચાલો.
પતિ—ચમનમાં ચેનનું ચેતન,
ભગિની ભાગ્યશાળી છે;
સજ્યો શૃંગાર તેં સુન્દર,
રસિકને મન રુપાળી છે.

પતિન—રુપાળી હું નથી પ્યારા,
દિસું છું શ્યામળી રંગે;
નથી ધાર્યાં અલંકારો,
નથી સૂવર્ણ સ્વ અંગે.
પતિ—પતિ સેવા ગણું શૃંગાર,
સતીને એજ શોભે છે;
પતી નીર્ખિ સતી સેવા,
પ્રિયા પર ચિત્ત લોભે છે.
પતિન—કદર કરનાર છો પ્રીતમ,
પ્રિયાનો હસ્ત ઝાલ્યો છે;
પ્રિતિની વેલ વીરલી છે,
મદન મંડપ મહાલ્યો છે.
પતિ—રુડાં રત્નો જડીત પ્રીતી,
પ્રિતી રીતિ પ્રમાણી છે;
અરે ! અર્ધાંગના મારી,
મનોહર મુખ્ય માની છે.
પતિન—પ્રિયાને પાઠ પ્રીતમજી,
પઢાવો પ્રાણથી પ્યારા;
વિવિદ્ધ છે રંગ પ્રીતિના,
દિવાળીના દિવા ન્યારા.

પતિ—દિવા હોયે ભલા ન્યારા,
પરંતુ તેજ એકજ છે;
પ્રિતીના દિપ ભલે ન્યારા,
પરંતુ પ્રોત એકજ છે.
પતિ—શુરા સ્વામિ વદો સત્યે,
દિપક દર્શન દિવાળીનાં;
ઝળાં ઝળકે દિવાળીમાં,
પ્રિતી દીપક વ્હાલીના.
પતિ—ખરી વ્હાલી ખરી પ્યારી,
દિવાળી જેમ ઝળકે છે;
પતી નેત્રે દિસે પ્યારી,
દિવાળી જેમ ચળકે છે.
પતિ—હૃદયમાં પ્રેમ પંખી છે,
વળી પંખી પુરો ખૂની;
બનાવી પ્રેમનો માળો,
વસે ત્યાં તે બડો ગુણી.
પતિ—મુકી માળો કદી જાયે,
તદાપી ત્યાં ફરી આવે;
ગણે માળો સ્વતઃનો તે,
પ્રિયાને મંન તે ભાવે.

પતિ—ખરો માળો પ્રીતી પ્યાલો,
હૃદય નિર્મળ માળો છે;
વસે ત્યાં પ્રેમની શુદ્ધિ,
વિરાનો પ્રેમ વ્હાલો છે.
પતિ—વિના જો જ્ઞાન પ્રેમ હશે,
નહીં તે પ્રેમ પાખંડ છે;
ખરો તો પ્રેમ તે પૂરો,
પરમ જે જ્ઞાનનો વૃંદ છે.
પતિ—વળી વૃંદનેજ વળગે ફંદ,
પ્રચંડ તો તે થઇ પડશે;
નકલ જો પ્રેમની થાશે,
ખરા વણ તેહ તો ખરશે.
પતિ—અરે! પ્યારી સમજ ત્હારી,
ભલી ભારી વિહારી છે;
નિપૃણ નારી શુભે સારી,
ખરૂં ગંગાનું વારિ છે.

—*—

# પતિવૃત્તાની દીવાળી.



## " પતિને હું પ્રભૂ માનું. "

### ગઝલ.

પતી મારા મને પ્યારા,
પતિને પૂજ્ય પરમાણુ;
સતીનો ધર્મ સમજીને,
પતિને હું પ્રભૂ માનું. ૧
પતિમાં સૂમતી રાખું,
પતો પ્રાસાદ હું ચાખું;
પતીનું ગાઉં હું ગાનું,
પતીને હું પ્રભૂ માનું. ૨
ભલે તે રંક રોગી હો,
ભલે ભખડેલ ભોગી હો;
તદાપિ છત્ર તે જાણું,
પતીને હું પભૂ માનું. ૩
લુલો કે લંગડો અંધો,
ખરાબીમાં ખરો ખંધો;
પરંતુ તેજ ખરૂં ખાનું,
પતાને હું પ્રભૂ માનું. ૪
વળી બૂરો અને બાંડો,
ગણો મૂરખ તથા ગાંડો;

છતાં પણ રત્ન તે હાનું,
પતીને હું પ્રભૂ માનું. ૫

નહીં હો જ્ઞાનનું નિશાન,
નહીં હો સાનનું સુકાન;
નહીં હો સંગમાં નાણું,
પતીને હું પ્રભૂ માનું. ૬

કહો કો કે પતી બૂરો,
કહો કો પાપિયો પૂરો;
કહો કો કિર્ત્તિમાં કાણું,
પતીને હું પ્રભૂ માનું. ૭

કુડો કૂપાત્ર કે કર્પિણ,
કુડો લંપટમાં હો લીન;
કુડો બૂરાઇનું બ્યાનું,
પતીને હું પ્રભૂ માનું. ૮

અભાગી હો કુરાગી હો,
અગૂણી જ્ઞાન ત્યાગી હો;
અમંગળ હો છતાં ભાનું,
પતીને હું પ્રભૂ માનું. ૯

નહીં રૂપરંગની દર્કાર,
નહીં સુખસાજ કે સત્કાર;
મળ્યું જે લગ્નમાં લ્હાણું,
પતીને હું પ્રભૂ માનું. ૧૦

—※—

[ ૧૮ ]

# પ્રેમીની દીવાળી.



### સવૈયા.

પ્રેમ પંથનાં ગ્રંથ ગણ્યો હું, પ્રેમ ક્ષેમ છે આનંદકાર,
પ્રેમીને પ્રીયકરણી મળતાં, દિવ્ય ગણો દર્શન દિલદાર. ૧
મારી પ્યારી સુંદર સારી, હજીએ ના આવી અત્રે;
પીયેરમાં જમવાને ગઇ છે, સાયંકાળ કર્યો તત્રે. ૨
ઓ વ્હાલી તું વ્હેલી વ્હેલી, આવ અને કર કોટી આજ;
દીવાળીનો દાહુડો દીપ્યો, તું તો આજ મને શીરતાજ. ૩
પ્રેમ અંધ છે સ્વામિ તારો, પ્યારો વાટ જુએ વ્હાલી;
તુંજ વણ ચેન પડે નહીં મુજને, આવ લલિતા લટકાળી; ૪
પ્રભાતની તું ગઇ છે પ્યારી, નારી તું છે નખરાળી;
દિલમાં તારાં દર્શન કરતાં, મનમાં લાગે મરમાળી. ૫
પ્રેમ પ્યાસમાં પ્યારો તારો, પ્રેમ રસિકતા રમનારો;
પ્રેમ રંગ સર્વે રંગોમાં, પ્રેમીને મન છે પ્યારો. ૬
પ્રેમ દેવ દુનિયામાં મ્હોટો, જોટો તેનો નહિ જડશે;
પ્રેમ અધિષ્ઠાતા અવનિનો, પ્રેમ વિના પંથો પડશે. ૭
પ્રેમ રહેમ રમણી છે રૂડી, પ્રેમે કામ સરે સઘળાં;
પ્રેમ નહિ જે જનને જગમાં, અશુદ્ધ તેઓનાં પગલાં. ૮
રાય રંક કે પશુ પક્ષિ પણ, પ્રેમ નીરમાં કરશે સ્નાન;
પ્રેમ શૂરની આગે કંઇનાં, હઠી ગયાં છે જપ તપ જ્ઞાન. ૯

—※—

# પ્યારીની દીવાળી.



### હરિગીત છંદ

પ્યારી પ્રિયા હું પર્વમાં છું સર્વમાં સારી શુરી,
ભૂંડાં ભલાંને હું નચાવું ફાવું છું પ્રેમે પુરી;
ભલે રંક કે હો રાય પણ તે થાય છે વશ પ્યારમાં,
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૧
નારી તણાં નયનો નિહાળી વાહ ! વ્હાલિ સૌ કહે,
નેત્ર બાણો નાચતાં ઝટ યાચતાં હાઝર રહે;
વિદ્વાન કે વીરા વળી ધીરા ભલે હોય ભારમાં,
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૨
ગુણવાન કે જ્ઞાનિ ઘણાં નહીં રહે મણા મુજ પાસમાં,
ધનવાનના છે દીકરા પણ ઠીકરા મમ વાસમાં;
ઉમરાવ કે અમીરને હું સ્થીર રાખું સારમાં,
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૩
રણક્ષેત્રમાં શુરવીર થઇ ને શીર દે જેઓ ભલે,
પણ તેહ મુજને દેખશે તો લેખશે વીર તે પળે;
તત્કાળ થાશે દાસ મ્હારા ખાસ થઈ ખુવારમાં,
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૪
વકીલ જે મ્હોટા વળી લળી લળી આવે આંગણે,
બૅરિસ્ટરો કહેશે ખરે અરે ! વશ કર્યા આ નાગણે !
ભપકો ભલો પાટલૂનમાં તે ધૂનમાં ધનદારમાં;
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૫

છે નામ મ્હોટાં કામ મ્હોટાં ગુણી ગોટા ગાજતાં,
તે આવતાં મમ બારણે સ્વકારણે નહિ લાજતાં;
છે યાર આ પ્રમદા તણા ઘણા નમ્ર મારા દ્વારમાં,
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૬
મુજ સન્મુખે આવે સુખે હસ્તે મુખે બંકા બડા,
હું બેસ કહેતાં બેસશે ને ઉઠ કહું તો રહે ખડા !;
એવી ખુબી આ નારમાં દિલદારમાં બલિહારમાં,
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૭
વળી બ્હાર બંકા વાગે ડંકા શંકા નહિ જાહેર છે,
નમી ચાલે નાર આગે નાર પર ઇશ મહેર છે;
હાજી હાજી લબ્બે ગાજી રાજી સ્ત્રી અધિકારમાં,
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૮
પયને સાટે પાણી આપે સ્થાપે શીર પર નારિને,
શબ્દ હોંસે ઝીલે બ્હોંસે માને ગુરૂ સમ પ્યારિને !;
માટે વ્હાલી તું દીવાળી લાલિના લલકારમાં,
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૯
આવો વ્હાલા છેલ છોગાળા પીઓ પ્યાલા પ્રીતના,
નહીં ચાલશે મારા વિના આ વચન માનો રીતનાં;
તમે રસીકડા ને ફાંકડા પણ રાંકડા રટણારમાં,
હું નામ નારી નિર્બળા પણ સબળ છું સંસારમાં. ૧૦

——*——

# પારકે પૈસે દીવાળી !

—※※※※※※※※—

ગઝલ.

ભલે આવી એ ! દિવાળી,
અમોને છે સુખાકારી;
નવી દુકાન રૂડાળી,
જુની ગઇ છે પિડાકારી. ટેક
ડુબી પેઢી દિવાળાથી,
નવીની ભાવના ભારી;
ચઢીશું ચેન ચાળાથી,
નવીની નામના ન્યારી. ભલે૦ ૧
નવે નામે નવે કામે,
નવે ઠામે નવી યારી;
નવે દામે નવી હામે,
નવીની નેક બલિહારી. ભલે૦ ૨
તમે આવો ભલે ભાવો,
મુકી જાએ રકમ સારી;
જમા ખાતે રકમ રાખો,
કરોની નામના જારી. ભલે૦ ૩
જમા ખાતાં વધારીશું,
દિપાવિશું દુકાનદારી;

હવે તો શાખ સુધારિશું,
નવા શીકારને ધારી. ભલે૦ ૪
જમીનમાં જર જે હોયે,
લઇ આવો લિલાકારી;
જમીનનું જર તો રોયે !
અમારી શીખ હિતકારી! ભલે૦ ૫
કરો નવ હાય પૈસાની,
જુઠી જરનીજ દિલદારી;
મુકો માયા અહો ! જ્ઞાની,
ભલાં નર ને વળી નારી. ભલે૦ ૬
વળી વિધવા અને સધવા,
કમાઓ વ્યાજની સ્વારી;
ધરી જાઓ રકમ વધવા,
ખુલી છે વ્યાજની બારી. ભલે૦ ૭
હમારા મ્હેલ મ્હોટા છે,
અમે ગબ્બર ઘરબારી;
હમારા કયાંય જોટા છે ?,
હવે ભૂંસાઇ નાદારી ! ભલે૦ ૮
લઇને લાહ પરવાર્યા,
સજી નવીન શાહુકારી;
પ્રથમ ગર્દન બહુ માર્યા,
બન્યા છે શ્રાફ સત્કારી. ભલે૦ ૯
હવેલી ખુબ ચણાવી છે,
વસાવ્યાં અશ્વ ને ગાડી;

વડી વાડી વસાવી છે,
વળી મૉટર મોહકારી ! ભલે૦ ૧૦
જુઓ મૉટર દોડે વાહ !,
કરી ભૂં ભૂં ભડકનારી;
હજારો દામ દીધાં છે,
ખિલાવો દામની ખ્વારી. ભલે૦ ૧૧
મઝા કરિયે સુખે ફરિયે,
મુછોના આંકડા મારી;
વિવિધ વેશ્યા વળી વરિયે,
મળે ગુણવાન ગાનારી. ભલે૦ ૧૨
કરી સટ્ટા થશું શ્રીમાન,
જુગારી જાળ જયકારી;
પરિક પૈસે ધરી ગુમાન,
ફરીશું ફર્સ્ટ ક્રિશિયારી. ભલે૦ ૧૩
ઠઠણુતો ઠાઠ ઠસ્સાદાર,
ભલે ભીત્તર ભયકારી;
ઉપરથી ઉજવળ સારા,
ધનિક દેખાવ લો ધારી. ભલે૦ ૧૪
વધું વૃત્તાંત આ ખાસું,
કદિ થાયે જોખમદારી;
રડેથી લૂછશું આંસું !,
અમે પૈસાના પુજારી !. ભલે૦ ૧૫

—※—

# પુત્રીના પાપિ પિતાની દીવાળી !



## " ખરી હુન્ડી વટાવવાની ! "

ગઝલ.

અરે ! ઓ ન્યાતના લોકો,
નથી આ તક ગુમાવવાની;
ત્રિજોરીમાં મુકી છે મેં,
ખરી હુન્ડી વટાવવાની ! ૧

પુરી પુત્રી શૂરી મ્હારી,
વરસ છે સોળની સારી;
ખડી બેટી બતાવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૨

જતનથી મેં કરી મ્હોટી,
નથી વયમાં વળી છોટી;
વદો વાતો ખટાવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૩

ખુબી છે ખૂબસૂર્તિમાં,
ખુબી છે મૂળ મૂર્તિમાં;
ખુબી છે ખૂબ ભણવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૪

રૂપે રંગે સુશોભિત છે,
ચકોરીનું ચપળ ચિત છે;
મધુરી તે મલ્હાવવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૫
શુરાતન માંહી શૂરી છે,
પ્રકાશે પ્રિય પૂરી છે;
સુસ્વામિને શોભાવવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૬
શરીરે શુભ શશી શક્તિ,
વળી છે વીરની વ્યકિત;
ગણુલિ ને ગણાવવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૭
હમેશાં હર્ષની હેલી,
વિચારી વૃંદની વેલી;
ચતુરી ચાલ ચલાવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૮
પતિ પર પ્રેમ કરશે તેહ,
સતિ સમ ઉર ધરશે સ્નેહ;
થશે જોડી જગવવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૯
ધરો પૈસા ધરો નોટો,
ધરોની ગાંસડો મ્હોટો;
ધનિક હાથે ધરાવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૧૦

કરૂં જમાઇ તો જરને,
કરૂં જમાઇ જર ખરને;
મને મતલબ કમાવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૧૧
ગરજ જો લાડકી લેવા,
રુપૈયા રોકડા દેવા,
પિતાનું મન મનાવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૧૨
વિના જર કામ એ ન થાય,
વિના જર ન અપાયે ગાય;
અમારે ગાય ખપાવ્વાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૧૩
ચલો જાગો થવા જમાઇ,
ભલે જાયે સરવ કમાઇ;
કરો મૂંડી હલાવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૧૪
પરણશે પુત્રિ જે પ્યારો,
થશે તે જક્તનો તારો;
મને પુત્રી વરાવવાની,
ખરી હુન્ડી વટાવવાની ! ૧૫

——*——

# છકેલીની દીવાળી.



### ગઝલ.

છકેલી છેક છે છાકી, પતિ આજ્ઞા પ્રતિ વાંકી,
રહે નહિ ધર્મને ઢાંકી, છકેલીને દિવાળી છે ! ૧
ઠઠણુતો ઠાઠ કરવો છે, ધતિંગી ઢોંગ ધરવો છે,
વિલાતી વેશ વરવો છે, છકેલીને દિવાળી છે ! ૨
કહે છે સ્વામિને એવું, નવું નવલ કંઇ લેવું,
કહ્યું તે લાવિને દેવું, છકેલીને દિવાળી છે ! ૩
વસાવો ઝીંકની સાડી, વસાવો અશ્વની ગાડી,
પછી જાઉં વડી વાડી, છકેલીને દિવાળી છે ! ૪
સુશોભિત પોલકું લાવો, કનક કંઠીજ મંગાવો,
જડીત એરીંગ અપાવો, છકેલીને દિવાળી છે ! ૫
મઝાનાં બૂટ ને મોજાં, ન પ્હેરૂં તો ચઢે સોજા,
વળી પગ થાય છે ગોજા, છકેલીને દિવાળી છે ! ૬
છછુંદર છેક છત્રી એક, વિના ચસ્માં રહે ના ટેક,
દિઓ રૂમાલ આપું થેંક, છકેલીને દિવાળી છે ! ૭
સરસ સુસેન્ટની સીસી, વળી તે જોઇએ વીસી,
નકી બ્હેકાવશે નીશી, છકેલીને દિવાળી છે ! ૮
સુવાસિક સાબુ જે સારો, મને તે લાગશે પ્યારો,
મળે વીલાયતી ન્યારો, છકેલીને દિવાળી છે ! ૯

ફટાકા લાવજો સુંદર, ફુટે ભડકે ભમે ઉન્દર,
છુટે છે ખૂબ છછુન્દર, છકેલીને દિવાળી છે ! ૧૦
પછી નાટક જોશું બેશ, લઇને વેશિયાનો વેશ,
શિરે છે રીંછડી રૂપ કેશ, છકેલીને દિવાળી છે ! ૧૧
યુવાનો ત્યાં ઘણા આવે, ભલાં મુખ તેમનાં ભાવે,
નયન નીશાન નચવાવે, છકેલીને દિવાળી છે ! ૧૨
છુટે નાટક નિકળી બ્હાર, લઇ યૂવાન જોઇ ચાર,
ફરૂં ગાડી લઇ દિલદાર, છકેલીને દિવાળી છે ! ૧૩
પ્રભાતે ઘેર હું જાઉં, પતીથી કેમ ગભરાઉં ?,
સજન સ્વામિને સમજાઉં, છકેલીને દિવાળી છે ! ૧૪
પુછે પતિ જો ગઇ ક્યાં રાત? વળી ક્યાં થઇરે પ્રભાત ?,
કહે જરૂર સાચી વાત, છકેલીને દિવાળી છે ! ૧૫
તરત જુવાબ દઉં સારો, સ્વતંત્ર હક્ક છે મ્હારો,
મને છે કોણ પુછનારો ?, છકેલીને દિવાળી છે ! ૧૬
સુધારાની સુભાગી છું, જુની રીતિને ત્યાગી છું,
રૂડું હું રત્ન જાગી છું, છકેલીને દિવાળી છે ! ૧૭
સુણી સ્વામી સડક થાયે, જળે માખી ડુબી જાયે,
પછીથી પૂર્ણ પસ્તાયે, છકેલીને દિવાળી છે ! ૧૮
શુરી છું સાસુની સંગે, રહું સ્વેચ્છાઇને રંગે,
ડરે સૌ જોઇ મમ ઢંગે, છકેલીને દિવાળી છે ! ૧૯
ગણું નહીં કોઇને ઘરમાં, બળ્યા છે રામ શું વરમાં?,
ગણું છું તેમને ખરમાં, છકેલીને દિવાળી છે ! ૨૦
પતાને શીર પતિન શેર, પતીને બસ ડોન્ટ કેર,

સુધારાની ગણો મ્હેર, છકેલીને દિવાળી છે ! ૨૧
મનઃસ્વી મોજ છે મ્હારી, ભુમીપર ભવ્ય ભમનારી,
રસિકડા સંગ રમનારી, છકેલીને દિવાળી છે ! ૨૨
પરાંધિનતા નથી પ્યારી, સખિ સ્વતંત્રતા સારી,
નક્કી કલિયૂગની નારી, છકેલીને દિવાળી છે ! ૨૩
બનો બ્હેનો તમે એવી, ભજો સ્વતંત્રતા દેવી,
સજો સ્વેચ્છાઇ મમ જેવી, છકેલીને દિવાળી છે ! ૨૪
નહીં ઘર કામ તો કરવું, ગમે ત્યાં મોજમાં ફરવું,
ધણીનું વેણ ના ધરવું, છકેલીને દિવાળી છે ! ૨૫
કરો ફેશન્ન ફિશિયારી, કરો ભપકો ભલો ભારી,
છકેલી છે સલ્હાકારી, છકેલીને દિવાળી છે ! ૨૬



# ભક્તાણીની દીવાળી.



**ચાઆખા.**

ભલી ભાવિક ભકતાણીબાઇ,
જુઓ મમ ભકિત ભલમનસાઇ. ટેક.

ધણી બિચારો ઓલો દોલો, ઘરમાં રહે ભરાઇ;
પ્રભાત થાતાં હું ભટકું છું, દર્શન કાજે ધાઇ.
ભલી૦ ૧

પતિ પથારી સંગે મ્હાલે, હું જાગું ગભરાઇ,
સૂર્યોદયની પહેલાં ભાગું, જાઉં મન્દિર માંહી:
ભલી૦ ૨

સખી સાહેલી સાથે મળશું, કરશું વિવિદ્ધ વડાઇ;
એક કહે મુજ સ્વામિ મૂરખ, બીજી કહે કાંઇ કાંઇ.
ભલી૦ ૩

ત્રિજી કહે છે સાસુ બૂરી, નણદી દુષ્ટ મનાઇ;
જેઠાણી દેરાણી દુશ્મન, કરે નહીં ભલાઇ.
ભલી૦ ૪

ચોથી ચકમ ચિત્ત ચગેલી, વાત વદે અકડાઇ;
પાંચમી કહે છે દીકરી દુ:ખી, જડભરથ જમાઇ.
ભલી૦ ૫

એવી વાતો ચાલે ચન્દા, નવરી બેઠી ત્યાંઇ;
નિંદા કરતાં મૂખ દુખે નહીં, ગપ્પામાં નવરાઇ.
ભલી૦ ૬

દર્શન ખુલતાં જે જે કરતાં, ઝાંખી કરી ધરાઇ;
વિધવિધ મન્દિર ભટકી ભમતી, જાઉં ઘર સુખદાઇ.
ભલી૦ ૭

પતિ ઉઠીને ઘરને કામે, વળગે ઝટ ઝીંપલાઇ,
કામ કરે નહીં જો મમ ધાર્યું, કરૂં પછી લડાઇ.
ભલી૦ ૮

પૂછું પતિને પ્રીતે રીતે, કરતી કંઇક સફાઇ;
કચરો પૂંજો કહાડયો કે નહીં?, રસોઇ શું રંધાઇ?.
ભલી૦ ૯

ઉઠીને તમે કામ શું કીધું?, દાળ તુવેરની વણાઇ ?
દાળ ચણાની ચકલાં ખાયે, કેમ નથી દળાઇ ?.
ભલી૦ ૧૦

હજી સુધી શું સૂતાતા કે, બેઠાતા વંકાઇ;
ભાન વગરના ભોળા ભૂંડા, આ શું કરો ભવાઇ ?
ભલી૦ ૧૧

હું રોકાઉં દર્શન દેવે, તમે કરો આળસાઇ;
પાલવશે નહીં એવો ધંધો, વહું વજાવી ગાઇ.
ભલી૦ ૧૨

સીધી રીતે ધંધો કરવો, પડવું નહીં લંબાઇ;
મ્હારે છે દર્શનનો ધંધો, શું છે તમ મરદાઇ ?
ભલી૦ ૧૩

—— ※ ——

# જય ગોપાળ !



### ગઝલ.

નમું હું પુજ્યને પ્હેલાં, નમું હું સર્વથી વ્હેલાં;
નમું શ્રી પંચને ભેળાં, જય જય જય ગોપાળ ! ૧
નમું હું બાલ ગોપાલા, નમું હું વિદ્ધ જન વ્હાલા;
નમું હું જગ્તના લાલા; કરૂં જય જય જય ગોપાળ ! ૨
ભલા ભાવીક જે મિત્રો, પ્રકાશિત તેજ પવિત્રો:
ચિતારૂં ચિત્તમાં ચિત્રો, કરૂં જય જય જય ગોપાળ ! ૩
સજન જે સ્નેહના સંગી, પરાર્થે જે પુરા રંગી;
અતી ઔદાર્ય ઉમંગી, કરૂં જયજયજય ગોપાળ ! ૪
પ્રજામાં જેહ છે પ્યારા, વફાદારી તણા તારા:
સખાવતમાં સખી સારા, કરૂં જય જય જય ગોપાળ! ૫

